: પ્રકાશક :

તારાચંદ માણેકચંદ રવાણી
રવાણી પ્રકાશન ગૃહ
ટિળક માર્ગ : અમદાવાદ-૧

○ પ્રથમ આવૃત્તિ : ઑગષ્ટ ૧૯૬૨





1-25

○ કિંમત : [redacted] રૂપિયો




: મુદ્રક :

નટવરલાલ ગોરધનદાસ ઠક્કર
ગીતા પ્રિન્ટરી
એક તોડા મસ્જિદ સામે,
સારંગપુર, દોલતખાના અમદાવાદ-૧

॰ અર્પણ ॰

**સ્નેહિશ્રી બકુલ જોષીપુરા**

॰

અરવ મૌનભર્યા મુજ કોલસે,
પ્રજળતાં ઈંધણાં તુજ જ્યાં અડ્યાં
ગુલમહોર તણા ફૂલ શા બન્યો.

॰

## ० આભાર ०

પ. પૂ. પિતાશ્રી અમૃતલાલ ભાવસાર

સદ્દગત માતુશ્રી ધૂળીબા

માતુશ્રી લક્ષ્મીબા

શારદા ઉમતિયા — પિનાકિન ઠાકોર

ચિ. બ્હેન નિરંજના ० એહમદમીયાં શેખ

પ્રતિભા જોષીપુરા — તારાચંદ રવાણી

મહિયુદ્દિન મનસુરી

પોપટલાલ ઠક્કર

મામાશ્રી ઘનશ્યામ ભાવસાર

મુ. વિષ્ણુપ્રસાદ રત્નારામ ઠાકોર

રશ્મિન મહેતા

અમૃત મોદી

ઘનશ્યામ પરીખ

# શ્રી નટુ ઉમતિયા

૦

સ્વસ્થ, સરળ અને સૌમ્ય એવા શ્રી. નટુ ઉમતિયાને અમો ગુજરાતી સાહિત્ય ક્ષેત્રે આવકારીએ છીએ. સહૃદયતાના આ કવિએ ગુજરાતી સાહિત્ય ક્ષેત્રે ઘણાં ડગ ભર્યાં છે, એવું અમો કહેતા નથી. પરન્તુ અમારા નીકટ પરિચયમાં એમનો સાહિત્ય આત્મા આવતાં અમોએ જે રીતે તેમને અવલોકયા છે તે રીતે જોતાં અમો એટલું તો શ્રદ્ધા સાથે જરૂર કહીશું કે તેઓ આદરણીય સાહિત્ય પિપાસુ તો છે જ. ઉમંગ, ઉલ્લાસ અને આનંદને ઝુલે ઝુલતા આ નવકવિ ગુજ-રાતી સાહિત્યની અવનિ પર એકનિષ્ઠાથી ભવિષ્યમાં જરૂર આગળ વધશે તેવી અમોને શ્રદ્ધા છે. આ "ગીતિકા" પછી તેઓ સહૃદય માનવને આકર્ષે તેવાં અનેક પ્રકાશનો ગુજરાતી સાહિત્યની સરસ્વતીને ખોળે ધરશે, તેવી અમો આશા રાખીએ તો તે આ તબક્કે શું ઉચિત નહીં ગણાય ?

—ગોપાલકૃષ્ણ મહેતા

# અંતર–ઉઘાડ

ધરતીની ધબકતી છાતી પર ઝળુંબતું નીલું ગગન હોય કે પછી ફોરાંનાં ફૂલ ઉછાળતી એવડી વર્ષાની ધાર! ભાંખોડીઆ ભરતો, ઓકળીઓ પાડતો, હુંફાળો શિયાળુ તડકો હોય કે પછી રૂમઝૂમ રૂમઝૂમ ચાલી જતી, વનવગડાની કોઈ રૂપ–ગોપી!

ત્યારે મન થીજી જાય. મુંગું થઈ જાય. માણેલાં રૂપનો ચિતાર, હોઠની બંધ દિવાલે અથડાય. શુન્યઃ શુન્યઃ હાહાકાર થઈ જાય.

એ વેળાઃ થાય છે અંતરના અવકાશમાં ઉઘાડઃ

લાખ મયુરો મહેકી ઊઠે!

પિંચ્છ સમારે, કળા કરે!!

ને પછી લય, સુર, ગીત, આનંદ અને રૂપની સમાધિ; સામે ધૂપસળી...ફોરી ઊઠે.

આંધળી દોટ મૂકતી લોકલ ટ્રેન હો કે ફ્લોરા ફાઉન્ટન, ભદ્રકાળી આગળ વળાંક લેતી 'ટાઈગર' હો કે રતનપોળ! માનવી એના એ! ભીડ એની એ! ઉતાવળ–ઘોંઘાટ, કોલાહલ બધું જ એનું એ! છતાંયે એ બધું ગમે છે. કારણ કે ગતિ છે. હલચલ છે...જીવન છે.

ને એ બધું ઝીલવાની આશાએ તો આ અનંત ગેયતા ભણી પ્રયાણ આદર્યું છે ને......

—નટુ ઉમતિયા

ક્રમ

હસી હસીને રોઈ લેવા દો
મરૂભૂમિનાં ઝાંઝવા જળમાં
પાતક મારાં ધોઈ લેવા દો.—હસી.

પાંદડે પાંદડે ઝાકળ ઝૂરે
ખુલખુલ રોવે પાગલ સૂરે
જળ-વમળમાં લજામણા આ
મુખ-કમળને જોઈ લેવા દો.—હસી.

આકુળ-વ્યાકુળ પવન-પાવા
આંસુ એઠાં ગીતો ગાવા
મનવા મારા વિજલને ઝણકારે
મોતન મોંઘાં પ્રોઈ લેવા દો.—હસી.

આપણે તો સખી !
આજના રાજા
કાલ ભલેને દરિયો
મુકતો માઝા. આપણે.

પ્રીત-પીયાસી પાગલ તું તો
સાંવરી સોહાગણ
કીકીઓમાં કંઈ આંજ્યું ઘેરૂં
નેહની વીજનું કામણ
પળનાં વાગે વાજાં
આપણે તો સખી
આજના રાજા
હોઠ–ફૂલોની અગન–ઝાળે
હેમાળાનું હેત
ઝાંઝવાના જળ રૂપરૂપાળાં
હોય ભલે એ રેત
કાલના કાઢ જનાઝા !
આપણે તો સખી
આજના રાજા;
કાલ ભલેને તું ય તે
મુકતી માઝા. આપણે

કોણ મનાવા જાય ?
એને કોણ મનાવા જાય ?
આભ ખેરવે અંગારાને
ભોમ ચૂંદડી સળગી જાય
પા'ણે પા'ણનાં હઈડાંને
વનવગડા વેરણ થાય. એને.

દવ ઉઠ્યો દરિયા પેટને
મોજાં માઝા મુકતાં જાય
વંટોળ વળુંભે દિશાથંભેને
પાયા ડગમગતા થાય. એને.

રણ-રેતીનાં કાય મરોડે રે
આખા આયખે ઉઠે લા'ય
માનવ-મનખા અગની કાંઠે
અગન ખોબલે નહાય. એને.

કોણ મનાવા જાય ?
એને કોણ મનાવા જાય ?

રે ! મનપંખી !
રે'તું કોને જુગ જુગથીયે ઝંખી ?
ઘેરા રજની પડદા ઢળતા
તારાના લખ દીવડા બળતા
ફૂલની ગંગા જમના વહેતી
મૂકવાણ સપનાંની કહેતી
સ્મરણ તણી નાગણ કંઇ ઝેરી
જાતી ડંખી ડંખી ?—રે.

મરુભૂમિમાં, રાખઢગલીએ
અધ ચુમિ, આશા પાલવને
પ્રીત-શિખર પર પગલું મૂકી
કાળ ખીણને જોઈ ઝૂકી
લાવા કેરે ઘોધ સાંભળી હૈયાની
બંસી તેં પંખી.
રે ! મનપંખી !
રે'તું કોને જુગ જુગથીયે ઝંખી ?

લાગણી !     અભાગણી !   હે
કેવડાના  વનમાં  ઘૂમરાતી  નાગણી
શ્યામળાં સુંવાળાં સ્વરૂપ તારાં
અંધારે  આવે  ન હાથમાં
આછા  અજવાળાની  ઝાંયમાં
ઉડીને  આવે  છે  બાથમાં
લાખવાર    પાછી    ઠેલી
તોય ફરતી ફરે છે ઘેલી  ફાગણી ?—હે.

કાયાના કોટડે મનના તે મહેલમાં
આયુના  તાંતણે બાંધી
મુંગા તે લોચનની ફૂટેલી આરસીને
અમથી તે શીદ એણે સાંધી ?
હૈયાના હેતનાં
કિરણોની વાંસળીથી છેડે છે રાગણી—હે.

લાગણી !  સુહાગણી !—હે.

આઘેથી આવે છે સૂર
હૈયાના બાજે નૂપુર
વાયરાની પાંખ ચઢી
ફુલડાંની આંખ મઢી

શમણાંની વેણુંથી
ધરતીની રેણુંમાં
રેલે છે પૂર ?
આઘેથી આવે છે સૂર—હૈયાના.

અવનિને આભ ચૂમે
અજવાળે છાંય ઘૂમે

ચેતનની ભોમથી
જડતાના ધામમાં
ખેંચે છે ઊર ?
આઘેથી આવે છે સૂર—હૈયાના.

અગ્નિને શીત રમે
જીવનને મોત ગમે

અગમની આગથી
નિગમના બાગમાં
સિંચે છે નુર ?
આઘેથી ઓરા છે સૂર.—હૈયાના.

કાંટા–થુવરની વાડપર હોલાં ઉડાડ્યે જાઉં છું
બોરડી બેવડ વને ચાલ્યો એકલો જાઉં છું
કાંટાની ધારો કારમી હોઠે અડાડ્યે જાઉં છું
આશના એકમ ઉપર મીંડાં ચડાવ્યે જાઉં છું.

પ્હાડને પગવાટમાં હું બાથ ભીડાવ્યે જાઉં છું
સ્વપ્નનાં ફૂલો તણી લાશો જલાવ્યે જાઉં છું
પત્થર તણા હૈયા ઉપર હૈયું પછાડ્યે જાઉં છું
આશના એકમ ઉપર મીંડાં ચડાવ્યે જાઉં છું.

લોહી ઘૂંટ્યા ચંદન તણાં લેપન લગાડ્યે જાઉં છું
નયન નીતર્યાં નીરની પરબ માંડ્યે જાઉં છું
તુટેલ અંતર કેરું હું જંતર વગાડ્યે જાઉં છું
આશના એકમ વગર મીંડાં ચઢાવ્યે જાઉં છું.

# થેઈ થેઈ નાચું !

મુઈ એકલડી હું તો રાચું.
મોગરાની કળીઓએ માઝા મુકીને
મારા તનની સુગંધ આજ ઢોળી
વાયરાના છાયલને ઓઢીને ચંપા
મનના મીતવાને રહી ખોળી
હાય ! કાગળ કોરો તો વાંચું !—થેઈ.

હૈયાના પૂરમાં લાગણીના સૂરનો
વહી જાતો કંચન કાયનો તરાપો
અણજાણ્યા ધોધવાની સંગ કોઈ
દરિયાના ડોલતા દેહમાં સમાવો
શીદ ! જુઠને હુ માનું સાચું ?—થેઈ.

હેમંતની ઝાકળભીની મધરાત!
હિમાચળના શિતળ વાયુ
થીજવે કોમલ ગાત–હેમંતની.

વાદળ છાઈ તેતરવરણી, નીતરે પાગલ ચાંદની
ઝૂકી ઝૂકીને જાય ચળાતી ઘેઘૂર વડના પાંદ–થી
તારા ચારુ મુખ પર છાઈ મધુર મીલનની વાણી
હળવે હળવે આંસુ છલકે, અધરો મલકે રાણી
બેચેન બન્યાં બે નૈન મહીં
કેશરિયાં છે પરભાત–હેમંતની.

છકેલ વાયુ છુટ્ટો થઈને છેડે મબલખ ગાન
ધરણીની ભર નીંદરમાંયે કંપે સપનાં–પાન
કોઈ સોહાગણ સાંવરી જેના ભીંજાય ભીના હોઠ
કોરી મોરી કાયની કાંચળી છૂટતા રેશમ દોર
ખોળું નવલખ મોતન
ખુંદી સમદર સાત–હેમંતની.

શ્રાવણી રાતના ઝરમરિયા ફોરાંના ફૂલને તોરા
છેટેરી છોરી ભીંજાય આંહીં ઓરા તે છેલ રહે કોરા

નિંદર છલકી આંખડી આડી
પાણી કેરી ભીંત
સુરભિ ઢુંઢે પાંખડીમાંથી
મનનો પાગલ મીત

ઘડી હસતાં ને ઘડી રડતાં જાણે દશે દિશાનાં મ્હોરાં
શ્રાવણી રાતના ઝરમરિયા ફોરાંના ફૂલ ને તોરા

નેવની રૂપા-ધારને ભીંસે
ઝંઝા કેરી ઝકોર
કેશના કોમલ સરપ ભીંજે
ચૂવે ચારે કોર

ઝલકે ઝલમલ, ઘૂમતી વીજમાં, મીલનમંગલ દોરા
શ્રાવણી રાતના ઝરમરિયા ફોરાંના ફૂલને તોરા.

નેણુ બોલે છે વણબોલ્યાં બે વેણુ
પળમાં વહી ચાલી પેલી પાગલ પૂનમ રેણુ
આજનો નથી આશક
એમાં ઠાલો શાને રોષ
ભર્યો ભર્યો જોને કેવો
કાલનો મધુ — કોષ,
વ્હેતાં ભીતર પ્રીત ગંગાનાં વ્હેણુ
નેણુ બોલે છે વણબોલ્યાં બે વેણુ
કંપે થર્થર પાન તરૂનાં
અંતરિયાળે પોષ
સાંભળી સીમા પારના સાદ
હૈયાને ના તોષ
ઝાંઝવા–ઝંઝા મોકલે છે રે કહેણુ
નેણુ બોલે છે વણબોલ્યાં બે વેણુ

શ્રાવણી રાતના ઝરમરિયા ફોરાંના ફૂલને તોરા
છેટેરી છોરી ભીંજાય આંહીં ઓરા તે છેલ રહે કોરા

નિંદર છલકી આંખડી આડી
પાણી કેરી ભીંત
સુરભિ ઢુંઢે પાંખડીમાંથી
મનનો પાગલ મીત

ઘડી હસતાં ને ઘડી રડતાં જાણે દશે દિશાનાં મ્હોરાં
શ્રાવણી રાતના ઝરમરિયા ફોરાંના ફૂલ ને તોરા

નેવની રૂપા–ધારને ભીંસે
ઝંઝા કેરી ઝકોર
કેશના કોમલ સરપ ભીંજે
ચૂવે ચારે કોર

ઝલકે ઝલમલ, ઘૂમતી વીજમાં, મીલનમંગલ દોરા
શ્રાવણી રાતના ઝરમરિયા ફોરાંના ફૂલને તોરા.

નેણ બોલે છે વણબોલ્યાં બે વેણ
પળમાં વહી ચાલી પેલી પાગલ પૂનમ રેણ
આજનો નથી આશક
એમાં ઠાલો શાને રોષ
ભર્યો ભર્યો જોને કેવો
કાલનો મધુ — કોષ,
વ્હેતાં ભીતર પ્રીત ગંગાનાં વ્હેણ
નેણ બોલે છે વણબોલ્યાં બે વેણ
કંપે થર્થર પાન તરૂનાં
અંતરિયાળે પોષ
સાંભળી સીમા પારના સાદ
હૈયાને ના તોષ
ઝાંઝવા-ઝંઝા મોકલે છે રે કહેણ
નેણ બોલે છે વણબોલ્યાં બે વેણ

ગાવો મારે રાન વેરાનનો રાગ
કંથેર ગોખરુ કેવડિયાનો ફાગ.

આંધળી ચાકણ સાપના કણા
જટાળી કાંટચે માંડે ફણા
એકલ દોકલ બાવળ કાયા
ધીખતા ધોમે ક્યાંય ન છાયા
ધૂળમાં શૂળનાં શમણાં નાચે
પહેરી પાગલ ખાખરડાની પાઘ—ગાવો૦

ખીજડાનો પાડોશી વગદો ઢાળે
પીરને તકીયે જૂઓ રેશમ છાંય
વાહુલિયાની મહુવર છેડી કોણે ?
રમવા તેડી નેહની નીલમ કાય
આઘે સળગે શીમળો સાગ
ઠોયાપે બોલતો કાળો કાળો કાગ—ગાવો૦

હે મુજ મન મોરારી
તવ અણદીઠ રૂપ પર જાતી વારી
પ્રાતઃકાળના શિતળ વાયુ
ઘૂઘવે જાણે નયનન-સિંધુ
પખાળતાં પાવલિયા પેલાં
કંચન કિરણામૃતના બિંદુ
કોણે ઢાળી હૃદયપુંજની પૂંજી સારી—હે૦

હે મુજ મન મોરારી
નવલ કલંકીની કલગી પર
સોહી રહે વૈજંતીમાળા
ફૂલનાં કૂંડળ ફૂલની પહોંચી
કરમાં ડોલર બે મર્માળાં
કોને ઢુંઢવા ચાલી, વૃજની વ્યાકુળ નારી—હે૦

હે મુજ મન મોરારી

ફાગણ ફટાકિયો
ફૂલડાંને ફાંટયમાં લાયો
શિશિરનું હુંફાળું હૈયું છોડીને
વાસંતી વેશમાં વાયો—ફાગણ૰

સોના કરેણની ચોળી ઉમંગ સંગ પીઠી
મોગરાની મ્હેક મ્હેક અનંગ સંગ ફૂટી
લોચનીયે લજામણી લાખ લાખ દીઠી
ફૂંણી તે કળીઓની પાઘ જાય વારવાર છૂટી
વાયરાની બાજઠે મનડું મેલીને
આજ કિરણોની ધારાથી નાહ્યો—ફાગણ૰

સાતરે સૂરની મોરલી વાગી
જાય છે ઉરના ઓરતા જાગી

કંકુ ઢોળતી સાંજને ટાણે
ફૂટતા રે કો' નવલા વ્હાણે
ભર બપોરના આકુલ ગાણે
અજાણ વ્હાલના વેણુને જાણે
પેલી વિરહની હેલી વરસે છે વણમાગી—સાતરે૦

ઘૂંઘટડે ઝૂલે રૂપ સમંદર
લોચનીયે રમે સૂરજ ચંદર
અંતરીયે તોય વિરહ—મંથર
ખૂટલ છે આજ મનનું જંતર
ઓરે રાનફુલોની રાનમાં ખૂટી માટી—સાતરે૦

ગોરી જોને વરસે બારે મેઘની હેલી
હોલાં પેલાં પાગલ થઈ કરતાં કેલી

નીતરે શ્રાવણની રૂપ–ધાર
જલે–થલે ઝાંઝર ઝણકાર
કળી કળીમાં પ્રગટે ગીત
ઝંઝા પાંખે ઝૂરતો મીત

કે આજ ભીના અંગની માટી કેવુંક તે ગીત ગાય ?
મન મારું ભીંજાતા તારને થાંભલે કેવું ન્હાય ?
એણે હવે બાંધી છે પ્રીતડી પહેલી–ગોરી૦

રણકે છે રુમઝુમ સીતાર
છલકે સોડમ પારાવાર
ફુલ–ફોરાંની ઝૂલે ઝૂલ
ઢાંકે ગામ–છેડાનો પુલ

કે આજ ડુંગરને ઝાડવે ઝાડવે કીધો શણગાર
કે કોણ મને બોલાવે આજે અરે વાર વાર
પગમાં બેડી તોયે પામવી એને ઘેલી–ગોરી૦

ફળિયામાં ફોરીને મ્હારી નાગરવેલ
પારકો થાશે રે પોતીકો સાંવર-છેલ

ઓરી ઓરી તોય
          કાયાનો અંતરાય
આઘી અણદીઠ તોય
          હૂંફાળી-છાંય-ઝાંય

વાયરાની ધરતી પર નાચે સુગંધ-ઢેલ
ફળિયામાં ફોરીને મ્હારી નાગર-વેલ

મીલનની મુરલીમાં
          અસુવન કંતાય
પાણીના પાલવડે
          પ્રીત ના બંધાય

રૂપના ધૂપે જલતો જીવન લાખા-મ્હેલ
ફળિયામાં ફોરીને મ્હારી નાગર-વેલ.

માણીગર, મારોના મખમલની મોજડીનો માર
માણીગર, મારોના, મખમલની મોજડીનો માર.

ઝાકળના પોતશી કાયા મારી
ન સહે હળવા તે ફૂલનો ભાર
ઝેર ઝરે ઝાઝેરું નેનથી,
છંદહિન નંદનો પામું ના પાર

બાહુના બંધ-બંધ ભીંસે છે આજ મને જોર જોર
માણીગર, મારોના, મખમલની મોજડીનો માર.

તારા તે શ્વાસની વરાળે,
ન સહે હોઠનાં ગુલાબ, ઘણાં દાઝે
આવડો શો રોષ અલ્યા વા'લમા
અમથી શી વાતમાં, જરીય ના લાજે?

મારે તો રોમ રોમ આગ લાગી રાગની, તારે શો ખાર?
માણીગર, મારોને મખમલની મોજડીનો માર.

લાવાનાં ઉકળતાં ગીત મારે ગાવાં
વીજલ–ઝણકારે ઝંઝાના નીરમાં નાવાં.

ધરતી કંપથી
પડ ધરતીનાં ફોડું
અરુણ આંકું
હું સૂર્ય—લલાટે
રેતી–રણનાં રૂપ કંડારું
ખડકો તોડું
જલ શોષી બનું
વાદળ—ફોરાં

ખંડ ખંડની જળતી છાતી પર છાવા
લાવાનાં ઉકળતાં ગીત મારે ગાવાં.

નભમાં સળગી ચિતા
મૂગી મૂગી
સૂની સૂની
ઝંખે–ઝૂરે
રામ વિહોણી કોઈ રે સીતા—નભમાં૦

ચારે કોરે
બીતી–બીતી
હવા વહે
નિઃસાસની કોઈ રે ગીતા—નભમાં૦

રંગ રંગી
ગીત–પંખી
હળખળાટે
બીડયા હોઠે, કોઈ રે કવિતા—નભમાં૦

સાયંકાળે
ડાળે–ડાળે
તરુના શબને
ચાંપ્યા કોણે, કોઈ રે પલીતા—નભમાં

અનુપમ અભિનવ રુધિર સુધીર પથરાયાં
શીળા સડક પન્થને ઉન્હાં શોણિત પાયાં

કોમલ મનહર રૂપને પીંખી
દલ દલ લીધાં ફૂલડાં ચૂંટી
અંતરતલ માનવતા વીંખી
ગળાં રહ્યાં ગીતો જે ઘૂંટી
એ ગીત હલકથી ગગન સઘન છલકાયાં
અનુપમ અભિનવ રુધિર સુધીર પથરાયાં.

અચલ અટલ આ પત્થર છાતી
ને બળતા ઝ્હાડની આંખો
ભિષણ નિર્ણય 'મહાગુજરાતી'
ફૂટતી જોને પગને પાંખો
ક્ષિતિજધારે શહીદ જોને કિરણ બની મલકાયા
ભુવન ભુવનનાં અંધાર ઉલેચી તેજમયી છંટાયા.

નભમાં સળગી ચિતા
મૂગી મૂગી
સૂની સૂની
ઝંખે-ઝૂરે
રામ વિહોણી કોઈ રે સીતા—નભમાં૦

ચારે કોરે
બીતી-બીતી
હવા વહે
નિઃસાસની કોઈ રે ગીતા—નભમાં૦

રંગ રંગી
ગીત-પંખી
ફ્ફ્ફણાવે
બીડ્યા હોઠે, કોઈ રે કવિતા—નભમાં૦

સાયંકાળે
ડાળે-ડાળે
તરુના શબને
ચાંપ્યા કોણે, કોઈ રે પલીતા—નભમાં૦

અનુપમ અભિનવ રુધિર સુધીર પથરાયાં
શીળા સડક પન્થને ઉન્હાં શોણિત પાયાં

કોમલ મનહર રૂપને પીંખી
દલ દલ લીધાં ફૂલડાં ચૂંટી
અંતરતલ માનવતા વીંખી
ગળાં રહ્યાં ગીતો જે ઘૂંટી
એ ગીત હલકથી ગગન સઘન છલકાયાં
અનુપમ અભિનવ રુધિર સુધીર પથરાયાં.

અચલ અટલ આ પત્થર છાતી
ને બળતા ખ્હાડની આંખો
ભિષણુ નિર્ણય 'મહાગુજરાતી'
ફૂટતી જોને પગને પાંખો
ક્ષિતિજધારે શહીદ જોને કિરણુ બની મલકાયા
ભુવન ભુવનનાં અંધાર ઉલેચી તેજમયી છંટાયા.

નીતરે ! માઝમરાતનું ચાંદરણું
સાવરે ! સપનાં સપનાં–વરણું

તેતરવરણી રંગ વાદળી
શીળી એની છાંય
ઊભી ઊભી ઝૂરે કરેણુ
રાન-કેડીની માંય
ડુંગર-ઉરથી છલકે રૂપાવરણું
માઝમરાતનું ચાંદરણું.

વગડો : શ્યામ સાપશો
ધરણીને પગથાર
એકલ આઘે ઊંઘે ડોલે
ડુંગરની વણઝાર
શોધે એકલ–દોકલ પંખી શરણું
માઝમરાતનું ચાંદરણું.

નીલકમલની છલકે પાંપણ
ચૂવે ચંદન રાત
મલય તણી વેણુને છેડે
મૂગો ઝંઝાવાત
તૃષ્ણા જલને તોષે હૈયા–હરણું
માઝમરાતનું ચાંદરણું.

હું તો લજામણી !
જાય રે ઝબુંબી મારા હૈયાની દામણી
અંગ અંગ જોબનનાં ઓઢણાં
ગુલોના રંગસંગ પ્રીતિનાં પોઢણાં
વાયા વૈશાખના અથડાતા વાયરા
ને હું તો છું વામણી !
હું તો લજામણી !

અડધી રાતે મારી નિંદરની સોડે
અદીઠો આદમી કેટલાયે કોડે
આવી આવીને મને જાય છે કહી
'લોચને પોઢી શીદ ગાઓ છો લાવણી
તડકે તપેલાની શીદ કરો તાવણી
રે છોડો સતામણી'
હું તો લજામણી.

મન-ગંગાનાં ઉછળે તેજલ નીર
અણુદીઠ આછાં વાયુતણાં મલીર

ઓઢી ઓઢીને સંકોરું તોયે
ન કુટડી કાયા ઢંકાય
લાજી લાજીને લોચન પાલવડે
ન પ્રીતિ બંધાય

કિરણોની કલમોએ દોરી લકીર
મન-ગંગાનાં ઉછળે તેજલ નીર

ડોલતી આ લેરખડી
આજ મારે અંગે અંકાય
પામરી શી પાતળી કેડીની
પગલી વંકાય

શૂળો તીખારી લૂંટે છે ગુલનું હીર
મન-ગંગાનાં ઉછળે તેજલ નીર
આયખાના કારા એ
વિંટયા અંધાર
બુઝાતી જ્યોત થકી
પ્રગટે અંગાર

મનડું જાણે મનની મૂગી પીર
મન-ગંગાના ઉછળે તેજલ નીર.

સખી ! તારો રંગ રહ્યો મારા ઉરમાં ઉઘડી
સંગ ગયો છો મૂળથી ઉખડી.

ભીની ધરતી, ફોરાં વ્યાકૂળ
તૃપ્તિ મનમાં, તન છે આકૂલ
કાયાનાં શાં કામણ, મૃત્યુભારે ખખડે
એના એ મારગ પર તોયે તોરથી રખડે
ફૂલ જો બોલે, સુગંધ ઝોલે
ભીતરનાં પડ, પળમાં ખોલે

અનંગ નથી, તોખારી તુરગ મારા તંગ નથી
અપંગને લય ને તાલનો આજે સંગ નથી
ગગન ભર્યું ભર્યું પવને તારું
ઉજ્જડ તોયે ઉપવન મારું
મ્હેકયાં બાવળ ફૂલો, ચૂમે તાતી શૂળો
વણજોયાનું વ્હાલ, સાચવશે મહાકાલ
અબુઝ અંતર આંખડી ખોલે
ડોલે : પ્રીતનું ડોલર ડોલે

હરણનાં ચંચળ ચરણને વિંધે કેડી પડી
સખી ! પેલે પારની અણદીઠ મંદિર મેડી જડી.

દરિયાનો દેશ,
આઘે આઘે છે નીલ,
નીલ રૂપ નરેશ !

દરિયાનો દેશ
મારો દરિયાનો દેશ.

મીઠા મધુરા ખજૂર તાડ ને નાળિયેરી ઝૂલે
રૂપ રૂપાળા બાલ રવિની આંખડિયું ખૂલે
પંચમ સૂરે સોન કિરણની વાંસલડી છેડે
ચંચલ જલની કોમલ છાતલડીના નેડે
રમતી....લહર લહરની પદમ પાની
નૈનમાં બાદલ મેંશ—દરિયાનો.

ઝીલે જલનું દરપણ સૂરજ ચંદર ને તારા
અલક મલકને ઈજન દેતાં આવે નાવ નોંધારાં
પથરાયો થલ થલ હુંફાળી રેત તણો રઘવાટ
અવકાશી બાહુની બથ ભીંજાણું રે લલાટ
ચુમતાં....ગવન પવનનું સરતું ચાલ્યું
ઉઘડે નીલમ કેશ—દરિયાનો.

દરિયાનો દેશ
મારો દરિયાનો દેશ.

છેલ છબીલાનું છોગું રે
હૃદય કમલથી મોઘું રે—હો૦

કુમતડાનાં ફૂલન ઝુલે
સપન ઘેલાં નયનન ખૂલે
શીતલ સુમીરન શાય હુલે
વેરે કદંબફૂલ વણમુલે

અખીયન તોરણ છાંડી
બંધ દુવારે ચરનન માંડી
(શીદ) હું એને પોંખું રે—હો૦

દરિયાનો દેશ,
આઘે આઘે છે નીલ,
નીલ રૂપ નરેશ !

દરિયાનો દેશ
મારો દરિયાનો દેશ.

મીઠા મધુરા ખજૂર તાડ ને નાળિયેરી ઝૂલે
રૂપ રૂપાળા બાલ રવિની આંખડિયું ખૂલે
પંચમ સૂરે સોન કિરણની વાંસલડી છેડે
ચંચલ જલની કોમલ છાતલડીના નેડે
રમતી....લહર લહરની પદમ પાની
નૈનમાં બાદલ મેંશ—દરિયાનો.

ઝીલે જલનું દરપણ સૂરજ ચંદર ને તારા
અલક મલકને ઈજન દેતાં આવે નાવ નોંધારાં
પથરાયો થલ થલ હુંફાળી રેત તણો રઘવાટ
અવકાશી બાહુની બથ ભીંજાણું રે લલાટ
ચુમતાં....ગવન પવનનું સરતું ચાલ્યું
ઉઘડે નીલમ કેશ—દરિયાનો.

દરિયાનો દેશ
મારો દરિયાનો દેશ.

છેલ છબીલાનું છોગું રે
હૃદય કમલથી મોઘું રે—હો૦

કુમતડાનાં ફૂલન ઝુલે
સપન ઘેલાં નયનન ખૂલે
શીતલ સુમીરન શાય હુલે
વેરે કદંબફૂલ વણમુલે

અખીયન તોરણુ છાંડી
અંધ દુવારે ચરનન માંડી
(શીદ) હું એને પોંખું રે—હો૦

માછીના છૈયા
અમે માછીના છૈયા

જલના વેરૈયા
અમે જલના ખેલૈયા,

ઝાકળની ઓઢણી ઓઢીને
ફૂલપરી પોઢી
હો ફૂલપરી પોઢી,

વાદળની હોડલી દોડી કે
મેઘધનુ છોડી
હો મેઘધનુ છોડી
આંખલડી કામણે આંજી કે
પાંપણીયે લાજી
કે પલકારે વાંચી,

આશાના ઘોડલા ઊડયા કે
સાગરિયા ઘૂમ્યા
હો મરજીવા ઝૂમ્યા,

રામના રખૈયા
રામ કરજો ખમૈયા
જલના ખેલૈયા
અમે માછીના છૈયા.